ગાંડીવ બાલોદ્યાનમાલા

પુષ્પ: : પંદરમું

# ધૂપસળી

સંયોજકો

વલ્લભદાસ અક્કડ

નટવરલાલ વીમાવાળા




પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦–કેળાંપીઠ

સુરત

[કિંમત ૦—૪—૦ ]    [ ઇસ્વી ૧૯૨૯

બીજી આવૃત્તિ

૨૦૦૦ નકલ ]　　　[ સંવત ૧૯૮૫

ગાંડીવ છાપખાનું, કેળાપીઠ સુરત



ધૂપસળી હૅાન્સ એન્ડર્સના જગતપ્રખ્યાત કથા સંગ્રહમાંની ટીન્ડરબૉકસનું રૂપાંતર છે. પણ એ બંને વાંચનાર જોઈ શકશે કે રચનાનું ખોખું તેના પરથી લીધેલું છતાં તેની તમામ વિગતોમાં—પહેલેથી છેલ્લે સુધી—પ્રસંગો અને ગોઠવણીમાં ઘણોજ ફેરફાર કરેલો છે.

ગુજરાતનાં બાળકોને એની સુગંધ રૂચશે એવી આશા છે. આ બીજી આવૃત્તિમાં ચિત્રો વધાર્યાં છે.

મુદ્રક: પ્રકાશક

નટવરલાલ વીમાવાળા

ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી

## સોગઠાંબાજી



રાજકુમારી ઉઠીને ઉભા થઈ; હવે આજે નહિ, કાલે આગળ રમીશું.

( પાનું ૩૫ મું )

(૧)

ભૂરીયો રે ભૂરીયો
ભૂરીયા ભાઇનો હુરીયો
ભૂરીયો રે ભૂરીયો
બોલો એનો હુરીયો
બોલો છોકરાંઓ
ભૂરીયા ભાઇનો હુરીયો હુરીયો હુરીયો !

એ ભુરીયાભાઇ કોણ તે તમે જાણો છો? એ ભુરીયા ભાઇ ભુરો ડગલો પહેરે ને ભુરી સુરવાળ પહેરે. પગમાં ભુરાં મોજાં, ને ભુરા જોડા. માથે ભુરી ટોપી. ખભે ભુરી ઝાળી લટકાવે, હાથમાં ભુરી લાકડી રાખે ને ઠપઠપ અવાજ કરતા ચાલે.

એટલે શેરીમાં તેની પાછળ પાછળ છોકરાંઓ દોડે ને ઉપલું ગીત ગાય. હસે ને કૂદે. કોઇક વળી ધુળ ઉરાડે. હોહા કરે. પણ ભુરીયા ભાઇ તો ગુપચુપ આગળજ ચાલે. ઠપઠપ અવાજ કરતા જાય અને ડગલાં મૂકતા જાય. એવા એ ભુરીયા ભાઇ હતા.

પણ એ ભાઇનું ખરૂં નામ તો બીજુંજ હતું ! અજીતસિંહ! કોઇએ પાડેલું કે માએ તે તો રામ જાણે! પણ અજીતસિંહના મનમાં ભુરા રંગનો શોખ અજબ લાગેલો. તે ભુરાંજ કપડાં પહેરે. તેના ઘરનો રંગ પણ ભુરો. બધુંજ ભુરૂં.

પણ એ ભાઇસાહેબની એક આદત સારી. છોકરાં ગમે એટલી મસ્તી કરે પણ એ ચિઢાય નહિ. કોઇ બહુ ધુળ ઉરાડે તો પાછું જોઇ જરા ડોળા કાઢે ને પછી ખડખડ હસી પડે ને વળી આગળ ચાલે. પણ કોઇ દહાડો તોફાની છોકરાને પણ મારે નહિ.

( ૨ )

એવામાં તો હોળીના દહાડા આવ્યા. દરેક હોળી વખતે શેરીમાં ખૂબ તોફાન થાય. તેમાં આ વરસે બહુ વધારો થઇ પડયો. એક નવો છોકરો શેરીમાં રહેવા આવ્યો હતો. તે ભારે મસ્તીખોર હતો ને બધાનો સરદાર થઇ પડયો હતો. તેણે આ હોળી પર ભુરીયાભાઇને ખૂબ પજવવાનો મનસૂબો કર્યો. ગામ બહાર એક મેદાન હતું. તે બહુ મોટું હતું. હજાર ઘર તેમાં બાંધવા હોય તો બંધાઇ જાય. પણ ઘરને બદલે ત્યાં તો બધું લીલું ઘાસ ઉગેલું હતું. અને એક ભાગમાં પુષ્કળ ઝાડો હતાં. તેમાં કેટલાંક નાનાં ને કેટલાંક મોટાં ઝાડો હતાં; પણ એટલાં પાસે પાસે હતાં કે કોઇ એની અંદર ગયું હોય તો પાછું નીકળવું પણ મુશ્કેલ. એ ગીચ ઝાડીમાં એક ઝાડ સૌથી ઉંચું, જાણે આકાશ સાથે વાતો કરતું હોય એવું હતું. એ ગીચ ઝાડીને ભુલ-ભુલામણિ કહેતા.

હવે પેલે તોફાની છોકરે શો ઘાટ કર્યો તે જુઓ. તેણે બધા છોકરાઓને ભેગા કરી કહ્યું: ભાઇઓ, આપણે પેલા ભુરીયાજીની બડી ગમ્મત કરીએ. તેની પાછળ હુરીયો કરતા કરતા આપણે તેને એવો દોડાવીએ, એવો કુદાવીએ કે ઠેઠ પેલી ભુલભુલામણિમાંજ પેંસી જાય, ને પછી અંદર ફાંફાજ માર્યા કરે! કેમ, કેવી ગમ્મત?

બધા છોકરા માંહોમાંહે ઘુસપુસ કરવા લાગ્યા. એક બે બોલ્યા: એ તો ભાઇ. કંઈ સારૂં નહિ. એને શા સારૂ એટલું બધું દુઃખ દઇએ? એણે કંઇ આપણું બગાડયું છે?

પણ પેલો ટીખળી સરદાર તે સાંભળી બોલી ઉઠયો: બેસ, બેસ, બાયલા! તું નહિ આવતો! મોટો ડાહ્યો ડોસો થવા જાય છે તે! ચાલો છોકરાઓ, દોડો ને બોલો ભુરીયાભાઇનો હુરીયો!

પેલા ડાહ્યા છોકરાનું બોલવું દબાઇ ગયું. ને બધા બોલ્યા: ભુરીઆભાઇનો હુરીયો, ભુરીઆભાઇનો હુરીયો.

## ( ૩ )

પછી તે દિવસે સાંજે ભાઇસાહેબ ફરવા નીકળ્યા એટલે છોકરાઓ બધા તેની પાછળ હુરીયો હુરીયો કરતા નીકળ્યા. આજે તો તેમણે જબરૂં તોફાન માંડ્યું. ખૂબ કૂદે ને કાંકરા ઉરાડે. પછી તો તેઓ દોડવા લાગ્યા. ભુરીઆભાઇને પણ દોડવું પડ્યું. દોડતા દોડતા પેલા મેદાન પર આવી લાગ્યા. આજે છોકરાઓ ઘણા હતા. અજીત-સિંહને લાગ્યું કે આજે હોળી છે ને આ લોકો મારો કેડો મુકવાના નથી. પણ હોળીના દહાડામાં તો છોકરાઓએ તોફાન કરવુંજ જોઇએ. તેમના તોફાનમાં મોટાએ આડા આવવું નહિ. જે છો-કરાં બચપણમાં તોફાની હોય તેજ મોટપણમાં શૂરવીર નીકળે. ભુરીઆભાઇનો આવો વિચાર, એટલે મનમાં બોલ્યાઃ હશે, જોઈએ તો ખરા એમનો શો વિચાર છે તે!

છોકરાઓ તો હુરીયો બોલાવતા બોલાવતા ભુ-રીઆભાઇને કુદાવતા પેલી ભુલભુલામણિ આગળ

લઇ આવ્યા. હવે આ ગીચ ઝાડીમાં કોઇ જતું નહિ, એની ભુરીઆભાઇને જાણ હતી. જે જતા તે ભૂલા પડતા ને મહા મુશીબતે પાછા નીકળતા એવી એને ખબર હતી. પણ તેથીજ તેમનો વિચાર હતો કે એક દિવસ આપણે પણ એમાં જઈ આવવું તો ખરૂં. જોઇએ શું થાય છે? હિંમતે મર્દા તો મદદે ખુદા.

વ્હાલા વાંચનારાઓ! તમે કોઇ દહાડો વડોદરાના કમિટી બાગમાં ગયા છો? ત્યાં એક ભુલભુલામણિ છે. તેમાં એક વાર પેંઠા કે પછી નીકળાયજ નહિ, રસ્તોજ જડે નહિ. એવી તેમાં કરામત કરેલી છે. તમે વડોદરે જાઓ, ત્યારે જરૂર એ બાગમાં જજો અને માળીને પૂછીને ભુલભુલામણિમાં દાખલ થજો.

એવીજ આ કુદરતી ભુલભુલામણિમાં છોકરાઓએ દોડાવેલા ભુરીઆભાઇ પેંઠા. તેમને જરા બીક તો લાગી. પણ વિચાર્યું: કંઈ નહિ, હશે! જોઇએ તો ખરા આ ભુલભુલામણિ કેવીક છે!

પણ એક બાજુ ભાઈસાહેબ અંદર પેઠા ને થોડે દૂર ગયા એટલે છોકરાંઓ તો બહારથી "ભુરીઆભાઈનો હુરીયો" નું પેલું ગીત બોલતા બોલતા ગામ તરફ દોડી ગયા.

(૪)

બીજી બાજુ ભુરાઆભાઈ તો પેલી ઝાડીની અંદરની ગલીકુચીઓમાં જબરા સપડાઇ ગયા. આમાં પેંસે ને તેમાં પેંસે; પણ કંઇ રસ્તો જણાય નહિ. જ્યાં જુએ ત્યાં ઝાડજ ઝાડ, આમલીના ઝાડ, ને બદામનાં ઝાડ; જમરૂખી ને વડનાં ઝાડ. ખોઢાખોટા ફુલ વગરના પણ ઝાડ ને ફળ વગરનાં પણ ઝાડ. પણ ઝાડજ ઝાડ. આમથી પેંસે ને તેમથી નીકળે; પણ કોઇ તરફથી ઝાડ પૂરા પણ ન થાય ને રસ્તો પણ ન જડે.

એટલે એ તો ગભરાયા. પણ ગભરાયાથી શું વળે? તેણે વિચાર કર્યો કે હિંમતે મર્દા તો મદદે ખુદા. હિંમત રાખીશું તો કંઈ પણ વળશે. ડરી જવાથી શું ફાયદો થવાનો છે? માટે પહેલાં

તો ભાઈ, પેટ ભરીને ખાઇ લઇએ. પેટ ભરાવાથી ટાંટીયામાં જોર આવશે ને બરાબર રસ્તો શોધાશે. એમ કરી તેણે તો ઝાડ તળે પડેલાં બોર, જમરૂખ, પપૈયા, વગેરે થોડાં ભેગાં કરી ખાધાં. એક નાળીયેર ફોડયું. તેનું મીઠું મીઠું પાણી પેટ ભરીને પીધું. કોપરૂં ખાધું. પછી ફડાક દઇને કૂદકો મારીને ઉભો થયો. બે ચાર વાર જાંગ ઠોકી ને પછી મોટે સાદે બૂમ પાડીઃ અલિ ભુલભુલામણિ! આવી જા તું! હું પણ જોઉં છું કે તું જોરાવર છે કે હું! તારી મકદુર શું કે તું મને હવે પજવે! એમ એણે તો ઘાંટો કાઢયો. આખું જંગલ સુમસામ હતું. બીજા કંઇ અવાજ થતા ન હતા. એટલે એનો અવાજ એકદમ ગાજી ઉઠયો! પણ તેની સાથેજ એકદમ એક મોટો ધબાકો થયો.

(૫)

એ ધબાકો શાનો હતો?

એ કુદરતી જંગલમાં એક ડાકણુ રહેતી હતી.

તે ડાકણનું નામ ભુલભુલામણિ! એ આખી ઝાડી તેને કબજે હતી. એના ડરથી વાઘ, વરૂ, સાપ, ચિત્તા, દીપડા કોઇ ત્યાં આવી શકતા નહિ. એ ડાકણ એક વડની ગાઢી ઘટામાં રહેતી હતી. ભુરીઆભાઇને આજે પોતાના પંજામાં સપડાયા જોઇને તે બહુ રાજી થઈ હતી. અને પોતાના ઝાડ પર બેઠી બેઠી મનમાં ને મનમાં ખુશ થતી હતી. પણ ભુરીઆભાઇએ તો આવો ઘાંટો કાઢયો એટલે ઝાડ પર બેઠેલી તે એકદમ ચમકીને નીચે પડી ગઇ! તેનો આ ધબાકો થયો!

આ ભુલભુલી ડાકણ બહુ જબરી હતી! એનું મ્હોં એવું કદરૂપું કે જોઇનેજ બ્હીક લાગે. મોટા મોટા ચાંઠા પડેલા. બિહામણા ડોળા. જાડા જાડા હોઠ અને ડબુસા જેવું ચપટું ને જાડું નાક! લાંબો છુટો ચોટલો!

ધબાકા સાથે ડોસલી પડી તો ખરી, પણ તે એકદમ ઉઠીને ઉભી થઈ ગઇ. ધબાકો થયો એટલે ભુરીઆભાઇની નજર એકદમ તે તરફ ગઇ અને

પહેલાં તો ડોસલીનું બિહામણું રૂપ જોઈ તે જરા થથરી ઉઠયો. પણ તરત એને યાદ આવ્યું કે હિંમતે મર્દા તો મદદે ખુદા. તુરત એણે બ્હાંય ચઢાવી. લાકડી લીધી ને ડાકણી જ્યાં ઉભી હતી ત્યાં તે દોડયો. ડાકણીએ સામો કુદકો માર્યો અને બંને એક બીજા સાથે અથડાઈ પડ્યા. ડાકણે મોટા મોટા નખથી એકદમ નહોર મારવા માંડ્યા. પણ ભુરીઆ-ભાઇએ તો મજબુત જાડાં કપડાં પહેરેલાં, તેને શું લાગે ? તેણે ઉઠાવી લાકડીનો એક સપાટો ખેંચી કાઢયો. એમ થોડી વાર ઝપાઝપી ચાલી. પછી ભુરી-યાજીને એક યુક્તિ સુઝી. તેણે એક દાવ એવો લીધો કે ડોકરીનો ચોટલોજ તેના હાથમાં આવી ગયો. ને ચોટલો પકડાયા પછી તેનું શું ચાલે ?

( ૬ )

તે તો નરમ ઘેંસ જેવી થઈ ગઈ. વાત એવી હતી કે એનો જીવ એના ચોટલામાં હતો. જો ભુરીયાજી એનો ચોટલો કાપી નાંખે તો એ મુડદું થઇને પડે. ભુરીયાભાઇને કંઈ એ વાતની ખબર

ન હતી. પણ ડોકરીને લાગ્યું કે આ કોઇ જાદુગર લાગે છે ને એને આ વાતની ખબર હશે. તેથીજ મારો ચોટલો પકડી લીધો છે ને હવે તે એ કાપી નાંખવાનો. એટલે તે એકદમ મોટેથી રડી પડી ને કરગરતી બોલી: માફ કર, માફ કર! મને શું કરવા મારે છે? મેં કંઇ તારો ગુન્હો કર્યો છે?

એ સાંભળી ભુરીયાભાઇના ટાંટીયામાં જોર આવ્યું. તેને લાગ્યું કે આ ડોસી હવે હાથમાં આવી છે. તેને એકદમ છોડી દેવી નહિ. તે મારી પેઠે બીજાઓને પણ દુ:ખ દેતી હશે. માટે તેના તો બારજ વગાડી દેવા.

પછી તે મોટેથી બોલ્યો: તને? તને છોડી કોણ દે! તને તો ચોટલો કાપી ઉંધે માથે લટકાવવાની છે, હરામખોર! બધાંને દુ:ખ દે છે, પણ હવે યાદ રાખજે કે તારૂં આવી બન્યું છે.

આ સાંભળીને તો ડોકરીને લાગ્યું કે નક્કી આ જાદુગરને ખબર છે કે મારૂં મોત ચોટલામાં છે. તેથીજ આમ બોલે છે

એટલે તે તો કરગરી પડી: ના, ભાઇ! ના. હવે કોઇને દુ:ખ નહિ દઉં! તારે જે જોઇએ તે તને આપીશ. તું મને છોડી દે તો તને ન્યાલ કરી દઉં. હીરા, મોતી, માણેક જે જોઇએ તે આપું.

ના રે ના! મારે તો કંઈ ન જોઇએ. તને તો ઝાડે લટકાવવી જ પડશે.

એમ કહી ભુરીયાએ તેનો ચોટલો ખૂબ હલાવ્યો ને તેને ધ્રુણાવી મૂકી. તે તો પોકેપોક મુકીને રડવા લાગી: ઓ બાપરે! મરી ગઇરે!

આખરે ભુરીયાભાઇને દયા આવી. તેને થયું કે હવે આ ડોસીને બહુ સતાવવાની જરૂર નથી. સાથે તેને થયું કે એ હીરા ને મોતી ને માણેકની વાતો કરે છે તે ખરી છે કે ખોટી, તે જાણવું જોઇએ. વખતે મને એ છેતરતી હશે. માટે જોઇએ તો ખરા!

પછી તેણે મોટેથી કહ્યું: જો રે ડોસલી! મને તારો ખજાનો બતાવશે તો જવા દઇશ. માટે બતાવ તારો ખજાનો.

પણ મારો ચોટલો છોડી દે, એટલે નિરાંતે કહું.

ના એ નહિ બને. બોલ કહે છે કે નહિ?– એમ કહી ભુરાભાઇએ પાછો એનો ચોટલો ખૂબ હલાવ્યો.

ડોસીએ તો બૂમ પાડી: ઓરે, ઓરે! મરી ગઈરે, કહું છું રે કહું છું. જરા મને ઠરવા દે.

પછી ચોટલો પકડીને ભુરાભાઇએ તેને સામે ઉભી રાખી. અને તે કહેવા લાગી: જો ભાઈ! વડના ઝાડમાં થડના પાછલા ભાગમાં એક મોટું બાકોરૂં છે. તેમાંથી એક સીડી છે. તે વડે એક ભોંયરામાં જવાશે. એ ભોંયરામાં ઘણા દીવા બળે છે, અંધારૂં નથી. ત્યાં તને ત્રણ ઓરડીઓ દેખાશે. દરેકના બારણાં પાસે ખીંટી પર કુંચી હશે. તે કુંચીથી તે બારણું ઉઘાડવું. પહેલા ઓરડામાં વચ્ચે એક પેટી પર એક લાલ ઉંદર બેઠેલો હશે. તે છે તો ઉંદર, પણ મોટો સસલા જેવડો, ને લાલ અણોઠી જેવો. તે તને કરડવા આવશે. પણ

આ મારો કાળો કામળો તેના ડીલ પર તું નાંખી દેશે એટલે ચૂપ થઈ જશે. પછી એ પેટીમાંથી તારે જે જોઇએ તે લઈ લેજે. એ પ્રમાણે ત્રણે ઓરડીમાં કરવાનું. બીજી ઓરડીમાં બિલાડી છે. ને ત્રીજીમાં કાચબો છે. દરેક પેટીમાંથી તારે જે જોઇશે તે મળશે: હીરા, મોતી માણેક વગેરે લઈ લેજે.

ડાકણની બોલવાની રીત પરથી ભુરીયાભાઇને લાગ્યું કે હવે એ સાચું બોલે છે. વળી તેણે પોતાના શરીર પરનો કાળો કામળો સુધ્ધાં આપ્યો. એટલે તેણે તેના કહેવા પ્રમાણે ભોંયરામાં ઉતરવાનું નક્કી કર્યું. એટલામાં પેલી બોલી: તને જોઇએ એટલા હીરા ને માણેક મળે તો તું મારૂં એક કામ કરશે?

શું?

વચલી ઓરડીના એક ગોખલામાં એક ધૂપસળી પડી છે. સહેજ બળેલી છે. તે ધૂપસળી મને લાવી આપજે. તે અમારો અસલો કુંટુબની પુજાની



ભુરાભાઈએ તો પેલી ડોસલીને એક ઝાડ સાથે કચકચાવીને બાંધી.

( પાનું ૨૦ મું. )

છે. તેટલી માત્ર મારે જોઇએ છે.

વારૂ. જોઈશું.

(૭)

એમ કહી ભુરાભાઇએ તો પોતાનો ભુરો કમ્મરપટો છોડી તે વડે પેલી ડોસલીને એક ઝાડ સાથે કચકચાવીને બાંધી. પછી પેલો કામળો લીધો, ઝાડની બખોલ શોધી કાઢી ને તેમાંથી ઉતર્યો. જુએ છે તો ડોસલીનું કહેવું બધું સાચું હતું. ઠેરઠેર મીણબત્તીઓ બળતી હતી અને અજવાળું ઝળહળતું હતું. સામેજ ત્રણ ઓરડીઓ. ત્રણેનાં બારણાં પાસે એકેક ખીંટી ને એકેક કુંચી લટકાવેલી. આ આ બધું જોઈ ભુરાભાઇને લાગ્યું કે: હા, ડોસલીનું કહેવું છે તો સાચું.

ચાલો ત્યારે હવે ઓરડા ઉઘાડીએ. એમ વિચારી તેણે તો પહેલી ઓરડીનું તાળું ચાવી વડે ઉઘાડ્યું. જુએ છે તો ઓરડાની વચ્ચોવચ એક મોટી કાળી પેટી હતી. તે પેટી પર લાલ ચણોઠી જેવા રંગનો બારસો સસલા જેવડો ઉંદર પડયો પડયો

ઉંઘે. બારણાંના ખખડાટથી તે જાગી ઉઠયો ને સામેથી માણસને આવતો જોઈ ચું ચું કરતો સામો કુદ્યો. તેવોજ ભુરાભાઇએ તેના પર એકદમ કાળો કામળો નાંખ્યો. કાળો કામળો ડીલે અડકતાંજ ઉંદર શાંત થઈ ગયો અને ગુપચુપ કામળા તળે બેસી રહ્યો. પછી ભુરીયાભાઇએ પેટી ઉઘાડી ને જુએ છે તો: અ હા હા હા હા! અંદર બધા હીરાજ હીરા! તેણે થોડા લીધા અને પછી બહાર નીકળ્યો; એજ રીતે એણે બીજી ને ત્રીજી ઓરડી ઉઘાડી. તેમાં એકમાં બિલાડી ને એકમાં કાચબો હતાં; પહેલાં તો તે કરડવા કુદ્યા, પણ કામળાને વશ થઈ ગયાં. ત્યાંની પેટીઓમાંથી મોતી અને માણેક નીકળ્યાં, તે થોડાં થોડાં લઇ લીધાં.

એનું મન તો કંઇ હરખાય, કંઇ હરખાય! હવે ગાડી ઘોડા વસાવીશ, ઘેર હાથી રાખીશ, મોટો મહેલ બંધાવીશ, ચાકરો રાખીશ એવા એવા વિચારો એને આવવા લાગ્યા. રોજ મેવા મિઠાઇ ખાઇશું, શરબતો પીશું ને હિંચકે ઝુલીશું, એવાં સપનાં



ભુરાભાઇએ તેના પર એકદમ કાળો કામળો
નાંખ્યો.

( પાનું ૨૧ મુ )

એ જોવા લાગ્યો. એટલે તે તો ત્યાં ભોંયરામાં ઉભો ઉભો એકલો એકલો હસી પડ્યો. તુરત સામો પડઘો પડ્યો: હા, હા, હા, હા, હા!

(૮)

પડઘાનો અવાજ થયો એટલે ભુરીયાભાઇને ભાન આવ્યું કે પેલી ડોસી ઉપર વાટ જોતી હશે. તરતજ તેને ધુપસળી યાદ આવી. વચલા ઓરડામાં ફરીથી ગયો અને ત્યાંના ગોખલે ગોખલા ખોળી વળ્યો; તો એક ખુણાના ગોખલામાંથી એક ધૂપસળી મળી આવી. તે કાળી કાળી ને કરગરી હતી. આશરે અજમેરી બોર જેટલી લાંબી અને લખ-વાની પેન જેટલી જાડી હતી. એને લઇ ભુરીયા ભાઇ ઓરડીની બહાર આવ્યા. અજવાળામાં એને સુંઘી જોઇ. એની વાસ સાધારણ હતી. જાણે બહુ જુની હોય તેવી એ લાગી. પણ તેથીજ ભુરીઆભાઇ વિચારમાં પડ્યો કે આવી નજીવ ધૂપસળી ડોસીએ મંગાવી કેમ હશે? એમાં નક્કે કંઈ જાદુ હશે. જે હોય તે. આપણે ડોસીને એ

આપવી નહિ. એક યાદગીરી તરીકે રાખી મૂકવી.

એણે એમ મનસૂબો કર્યો અને હીરા મોતીથી ગજવાં ભરીને એ તો છેક બહાર આવ્યો. પેલા ઉંદર બિલાડી પોતપોતાના ઓરડામાં પાછાં ઘોરવા મંડી ગયાં.

બહાર આવ્યો એટલે ડોસી પૂછેઃ કેમ રે ભાઇ, હવે તો મને છોડશે ને? મારૂં તો બધું શરીર ચમચમી ઉઠયું છે.

ભુરીયાભાઇ તો ખુશખુશ થઇ ગયા હતા કેમકે તેની પાસે હવે નાણાંનું જોર સારૂં હતું. છોકરાઓએ તેને દુઃખ દીધું તે આખરે તો સોનાના મૂલનું થઇ પડયું. એટલે ખુશ મિજાજમાં તે બોલ્યોઃ હોવે. આ તને છોડી મેલું. લેને!

એમ કહી એણે તો ડોસલીની આસપાસ બાંધેલી દોરી છોડી નાંખી, ડોસીને છુટી કરી. ડોસી છુટી થઇને બોલીઃ હા....શ! સુખીયો થજે ને સો વરસ જીવજે. તને મળ્યાંને તારાં હીરા મોતી?

હા, માજી. ગજવાં ભરીને લઇ લીધાં છે.

મારી ધૂપસળી લાવ્યો?

હા લાવ્યો છું. પણ એનું તમારે શું કામ છે? મને તે કહો એટલે તમને આપી દઉં.

કામ શું વળી? એ તો અમારા ઘરની પૂજાની છે, તે કંઈ કાઢી નંખાય?

સાચેસાચી વાત કહો. નહિ તો નહિ આપું.

ડોસી કહેઃ હું ખરીજ વાત કહું છું.

(૯)

એટલામાં ભુરીયાજીને એક વિચાર આવ્યો. તેને થયું કે હમણાં ડોસી સાથે ટંટો કરીશ તો પછી મને બહાર નીકળવાનો રસ્તો કોણ બતાવશે? માટે હાલ તો જુક્તિ કરીને ખરે રસ્તે પડવું, ને પછી ડોસીને ઉડાવવી. પછી તેણે કહ્યું: વારૂ ઠીક. પણ હજૂ મારૂં કામ પૂરૂં નથી થયું. મને આ જંગલમાંથી બહાર નીકળવાનો રસ્તો તો બતાવો. તે જાણું ત્યારે મને નિરાંત વળે.

એટલે ડોસી ધૂપસળી મળવાના ઉમંગમાં બોલીઃ ચાલ ને ભાઇ, રસ્તો બતાવું.

પછી ડોસી આગળ ને ભુરીયાજી પાછળ એમ બંને ચાલ્યાં. ડોસીએ ઝાડીઓ અને ઝાડવાના ગુંચવાડામાંથી રસ્તો કાઢવા માંડયો. અને ભુરીયાભાઇ હીરા મોતીથી ભરેલા ગજવાં વિષે વિચાર કરતા કરતા ચાલ્યા. એમ કરતાં કરતાં કેટલીક વારે, ઘણી ગલીઓ વળ્યા પછી અને ચકરાવા લીધા પછી, તેઓ નાકે આવી પહોંચ્યા. એટલે ડોસીએ ભુરીયાભાઇનું ખમીસ પકડી કહ્યું: ચાલ ભાઇ, લાવ મારી ધૂપસળી.

ભુરીયાભાઇને લાગ્યું કે ડોસી કંઇ પેચ રમે છે. ધૂપસળીમાં ખરેખર કંઇ કરામત છે માટે તે આપવી તો નહિજ. તેણે મોટો ઘાંટો કાઢીને કહ્યું: અબે, ચાલ રે ચાલ! ધૂપસળી વાળી! પડ તારે રસ્તે.

પણ ડોસી કંઈ એમ રસ્તે પડે તેવી હતી? તેણે તો ભુરાભાઇનો હાથ જોરથી પકડયો, ને ખેંચાખેંચ કરવા માંડી. ભુરીઆભાઇ પણ ગાંજ્યા જાય તેવા ન હતા. તેણે ઉઠાવીને બીજે હાથે ધુમ્મ લઇને

એક મુક્કો લગાવી દીધો. પોતાનો હાથ છોડવી લીધો ને પછી જે ગબરડી મૂકી તે જાણે ફાળ મારતો ઘોડો દોડ્યો! ડોસી તો તમ્મર ખાઇને પડી ને ભુરાભાઇ દોટ મૂકીને નાઠા.

(૧૦)

પણ થોડે દૂર ગયા એટલે તેમને થયું કે હવે ક્યાં જવું? આટલા બધા હીરા મોતી સાથે આ ગામમાં જવું સારૂં નહિ. લોકોને વહેમ પડે. અદેખાઈ આવે. નકામી હોહા થાય. માટે હવે બીજેજ ઠેકાણે દૂર રહેવા જવું સારૂં. એમ વિચારી તેણે તો બીજીજ તરફનો રસ્તો લીધો. રસ્તે એક ગામ આવ્યું ત્યાંથી એક ઘોડો વસાવ્યો. તે પર સવાર થઇને એ તો બસો ગાઉ દૂર રામપુર નામનું એક રાજ્ય હતું ત્યાં આવી પહોંચ્યો. ત્યાં એક મોટું ઘર વસાવી પોતે મોજથી રહેવા લાગ્યો!

પણ ભુરાભાઇ તો મોજીલા માણસ. ખાય પીએ ને લહેર કરે પૈસા તો કાંકરા પેઠે ઉડાવે. પાણીથી

ચાલતું હોય ત્યાં દુધ વાપરે. મોટા મોટા પગારના નોકરો રાખે. એમ ને એમ પેલા હીરાઓ વેચાતા ગયા અને નાણાં વપરાતા ગયા. બે ત્રણ વરસમાં તો ભુરાભાઇનાં ખિસાં ખાલી થવાની અણી પર આવી ગયાં. એના દોસ્તદાર ભાઇબંધો વધી ગયા હતા. તેમની પાછળ ખરચ પણ ઘણો થતો હતો. હવે પૈસા ક્યાંથી લાવવા ? ઘરબાર વેચવા જેવો વખત આવ્યો.

ભુરીઆભાઇ તો માથે હાથ દઇને બેઠા. મોટી ગુંચ આવી પડી. હવે નાણાં ક્યાંથી લાવવાં ? ખરચ ક્યાંથી કરવો ? એમ વિચાર કરતાં કરતાં એને પેલી ધૂપસળી સાંભરી. હં ! ઠીક યાદ આવ્યું ! લાવો, જોઇએ તો ખરા ! પેલી ડોસલી એની પાછળ બહુ મરી પડતી હતી, તે એમાં એવી તે શું કરામત છે ?

(૧૧)

છેક જૂનોખમ થઇ ગયેલો, ઘરને ખુણે નકામા જેવો પડી રહેલો, પેલો ભુરો ડગલો એણે મહા-

મ્હેનતે શોધી કાઢ્યો. તેના એક નાનકડા ગજવામાં પેલી ધૂપસળી હજુ પડેલી હતી. તે ભાઇએ બહાર કાઢી. હવે એનું શું કરવું? એમાં શી ખુબી હશે? શી કરામત હશે? એમ વિચારી તેણે આમથી દાબી, તેમથી દાબી, ઉંધી કરી, ચત્તી કરી, પત્થર સાથે ઘસી. પણ તે કઠણ હતી. દબાઇ પણ નહિ ને ઘસાઇ પણ નહિ. એટલામાં પેલો બળેલો ભાગ તેની નજરે પડ્યો. હં! હં! એને સળગાવી જોઉં! આ કોઇએ વાપરેલી તો છેજ. જોઇએ શું થાય છે તે.

ભાઇએ તો ચકમક ઘસીને દેવતા પાડ્યો. એની પાસે એક રૂપાળું ધૂપદાન હતું તેમાં ધૂપસળીને બરાબર ગોઠવી. પછી તે પર દેવતા ચાંપ્યો. સળી જરા સળગી. થોડી વારે તેમાંથી ભપભપ જાણે આગગાડીના ઇંજીનમાંથી નીકળતા હોય તેવા ધુમાડા નીકળવા મંડ્યા. ભુરાભાઇ તો જોઇજ રહ્યા. એટલામાં તો એ ધૂમાડાનું જાણે વાદળું બંધાઇ ગયું. ને તેમાંથા પેલો લાલ ચણોઠી જેવો

ઉંદરડો કૂદી પડયો. તેણે પંજા વડે દાબીને ધૂપસળી હોલવી નાંખી. પછી પગ વડે સલામ કરી બોલ્યો: સલામ, શો હુકમ છે સાહેબ? માણસની માફક્જ તે બોલ્યો.

ઉંડરડાને આમ બોલતો જોઈ ભુરાભાઇને અચંબો લાગ્યો. પણ તેને યાંદ આવ્યું કે આ તો જાદુઇ ઉંદરડો છે. તરત તેણે હુકમ કર્યો: થોડા હીરા લઈ આવ.

જેવો હુકમ–બોલી ઉંદરડો અલોપ થઇ ગયો. થોડી વારે તે પાછો આવ્યો, અને બે ચાર ખોંખારા મારી ઉલટી કરી. એટલે તે ઉલટીમાં હીરા મોતી નીકળી પડ્યાં.

ફરી તે સલામ કરી ઉભો રહ્યો. એટલે ભુરાભાઇએ દમામભેર કહ્યું: હવે જા. કામ પડશે ત્યારે બોલાવીશ.

ઉંદરડે કહ્યું: હવે હું નહિ આવું. હવે બિલ્લીબાઇનો વારો છે. તે આવશે.

વારૂ. જા.

(૧૨)

વળી પાછું ભુરાભાઈનું ગાડું પહેલાંની માફક ચાલવા માંડયું. ખાય પીએ ને લહેર કરે. એમ કરતાં થોડા દિવસ ગયા એટલે વળી ભુરાભાઇને વિચાર થયો કે જાદુઈ બિલ્લીબાઈ કેવાંક છે, તેનું પારખું તો કાઢી જોઉં.

તેણે ધૂપસળી સળગાવી. ધૂમાડામાંથી બિલ્લી-બાઇ પ્રગટયાં ને સળી હોલવી નાંખી. પછી સલામ કરી કહ્યું: શો હુકમ છે, સાહેબ?

ભુરાભાઇને કસોટી કરવી હતી કે જોઇએ, બિલ્લીબાઈમાં કેટલીક કરામત છે. એટલે તેણે કહ્યું: મારે આકાશમાં ઉડવું છે ને આ આખું રાજ જોવું છે. માટે તારી પીઠ પર બેસાડીને મને બધે ફેરવ.

બિલ્લીબાઇ બોલ્યાં: જેવો હુકમ. મારી પીઠ પર બેસી જાઓ.

બિલ્લીબાઇ ખાસ્સાં વાઇરડાં જેવડાં હતાં. એટલે બેસવાને વાંધો આવે તેમ નહોતું. બિલ્લી-

બાઇ તો ભુરાભાઇને પીઠ પર લઇને ઉડ્યાં. સરરરરરર! ઉંચેથી ભુરાભાઇ નજર કરે તો બધું ગામ નાનું નાનું લાગે. માણસો જાણે વેંતીઆં જેવાં. ઘર જાણે રમકડાં જેવાં. નદીઓ પાણીના રેલા જેવી! બિલ્લીબાઇ તો ઉડ્યાં ઉડ્યાં જાય. એમ ફરીને બધું રાજ એણે તો જોઈ નાંખ્યું. પછી ઉડતાં ઉડતાં પાછા ગામ તરફ આવ્યાં.

( ૧૩ )

એટલામાં એક કૌતુક થયું. એક મહેલની અગાસીમાં બે ચાર બાળાઓ બેસી સોગઠાં રમે. એકે ગળામાંથી હીરાનો હાર કાઢીને બાજુએ મૂકેલો. તે લઇને સમડી ઉડી ગઈ. હો હો હો કરતી બાળાઓ ઉભી થઇ ને તાળીઓ પાડતી ઉંચે જોવા લાગી ને બુમો પાડવા લાગી. એ ભુરાભાઇની નજરે પડ્યું. તેણે બિલ્લીબાઇને હુકમ કર્યો કે સમડી પાસેથી હાર લઈ લે.

હુકમ થયો એટલે વાર કેટલી? સ ર ર ર ર ર! બિલ્લીબાઇ સમડી પાસે પહોંચ્યા. ઝડપ મારીને

હાર લીધો. ભુરાભાઇએ તે લઇને અગાસીમાં ફેંકયો. તે હાર પડતો પડતો જઇને જે ત્રણ જણીઓ ઉંચે મોંઢે ઉભી હતી, તેમાંની એકના ગળામાંજ પડયો ! બરાબર, જાણે વરમાળા પહેરાવી હોય તેમ જઇને ગોઠવાઇ ગયો ! હવે એ બાળા રામપુરના રાજાની કુંવરીજ હતી. ને તે કુંવારી હતી, બહુ રૂપાળી હતી. પણ તેને કોઇ વર જ પસંદ પડતો નહોતો. બધા ઘણા રાજકુંવરો આવા ગયા પણ તે કોઇને પરણેજ નહિ. એમ કરતાં કરતાં તે તેવીસ વરસની થઇ હતી.

કુંવરીએ જોયું કે કોઇ મરદે મારા પર હાર નાંખ્યો. બીજું તેને કંઇ દેખાયું નહિ. પણ તેના મનમાં એમ ચટપટી પેંઠી કે એ માણસ કોણ હશે ? તેણે નાંખ્યો તે હાર મારા ગળામાં બંધ બેસતો પડી ગયો, એ કેવું કૌતુક થયું !

બીજી બાજુ ભુરાભાઇએ પણ એ છોકરીને જોઈ. એટલે તેને પણ થયું કે આ છોકરી કુંવારી હોય તો તેને આપણે પરણવું.

ઘેર પહોંચ્યા એટલે તેણે તો બિલ્લીબાઇને વાત કરી કેઃ પેલી છોકરી સાથે મારે વાત કરવી છે માટે તેવો ઘાટ ગોઠવ.

બિલ્લી કહેઃ રાત્રે ફરી સળી સળગાવજે. કાચબો આવશે. તે તમારૂં કામ કરશે.

(૧૪)

રાત પડી. ભુરાભાઇએ કાચબાને સળી સળગાવી તેડાવ્યો. વાત કરી. એટલે કાચબો બોલ્યોઃ વારૂ સાહેબ, જેવો હુકમ!

એમ કહી કાચબો તો અલોપ થઈ ગયો. થોડી વારે તે પાછો આવ્યો. તેની પીઠ પર પેલી રાજકુંવરી હતી. તે ઉંઘતી હતી.

ભુરીયાભાઇએ તેને જગાડી, એટલે પહેલાં તો તે અજાયબીમાં પડી ગઈ. પછી ભુરાભાઇએ પોતે હાર ફેંકયાની વાત કરી એટલે તે રાજી થઈ, ને પૂછ્યું: પણ મને અહિં કેમ આણી?

સોગઠાં રમવા મને સોગઠાંબાજીનો બહુ શોખ છે. આપણી બાજી પરી થાય એટલે કાચબો તને

મૂકી આવશે.

પછી તો બાજી શરૂ થઇ. પણ તે પૂરી થાય શાની? સોગઠી સામસામી મરતી જાય ને બાજી લંબાતી જાય. વાત કરતાં ચાર વાગી ગયા. એટલે રાજકુંવરી ઉઠીને ઉભી થઈ; હવે આજે નહિ, કાલે આગળ રમીશું.

પછી કાચબો તેને મૂકી આવ્યો.

(૧૫)

અને એ પ્રમાણે રોજ ચાલ્યું. પણ બાજી પૂરી થાય નહિ.

પણ થોડે દહાડે રાણીને–કુંવરીની માને વહેમ પડ્યો. કુંવરી દિવસે આટલું ઉંઘે છે કેમ? સ્હ-વારે આંખો રાતી કેમ? દાસીનો પહેરો મુક્યો. બીજે દહાડે ખબર પડી કે કુંવરી રાત્રે અગાશીમાં જઇ અલોપ થઇ જાય છે. મોડી રાતે પાછી આવે છે. ક્યાં જાય છે, કોણ જાણે?

રાણી ચતુર હતી. બહુ હુશિયાર હતી. તેણે એક કોથળી બનાવી. તે કોથળીમાં એક કાણું પાડ્યું ને થોડો લોટ ભર્યો. પછી દાસીને કહ્યું:

કુંવરી ઉંઘી જાય તે પછી એની સાડીએ લટકાવી દેજે.

થયું. બીજે દિવસે કુંવરી કાચબા પર બેસીને ચાલી, તેવોજ પેલી કોથળીમાંનો લોટ રસ્તે થોડો થોડો વેરાવા લાગ્યો. તેની એને ખબર પડી નહિ. લોટ ઠેઠ ભુરીઆભાઇના ઘર સુધી વેરાતો પડયો.

બસ ! બીજે દિવસે રાણીએ તો જાસુસ મોકલ્યા ને લોટની નિશાનીએ ભુરાભાઇનું ઘર પકડાઇ ગયું ! રાજાના સિપાઇઓએ ઘરને ઘેરો ઘાલ્યો ને ભુરાભાઇને પકડી ગયા. તેને એક કોટડીમાં પુર્યો.

એ તો અસલી રાજા! હુકમ કર્યો કે એ ભુરીયાને ફાંસી દઇ દેવી.

( ૧૬ )

થોડે દહાડે ફાંસીની તૈયારી થઇ ગઇ. ભુરીયાભાઇ તો સૂકાઇને શેરડી જેવા થઈ ગયા. ડાચાં બેસી ગયા. મોટી મોટી દાઢી ઉગી. વાળ તો જાણે જંગલનું જંગલ ! ઓળખાય પણ નહિ.

ફાંસીના લાકડા પાસે એને લઈ ગયા. પછી તેને પૂછ્યું કે: બોલ ભાઈ, તારી કંઇ ઇચ્છા છે?

અસલના વખતમાં એવો રિવાજ હતો કે ફાંસી દેતાં પહેલાં મરનારની કંઇ ઇચ્છા હોય તો તે પુરી પાડતા. કોઇને મળવું હોય તો તેને મળવા દેતા. કંઈ ખાવું હોય તો તે ખાવા આપતા. તે મુજબ ભુરીયાભાઇને પણ પૂછ્યું.

ભુરીઆભાઇ તો જીવતા મૂઆ જેવા થઇ ગયા હતા. હવે ઇચ્છા શું ને મરજી શું? કાચબો તો ભારે પડી ગયો એમ તેમને થતું હતું.

પણ આમ પૂછ્યું એટલે તેને એક વિચાર આવ્યો. લાગ્યું તો તીર નહિ તો તુક્કો! તેણે પોતાની ધૂપસળી મંગાવવાનો વિચાર કર્યો. જલ્લાદને—ફાંસી દેનારને કહ્યું: હા ભાઇ, એક ઇચ્છા છે. મારા ઘરમાં ત્રીજે માળે સૂવાના ઓરડામાં હિંચકા પરના શીકામાં એક ધૂપસળી છે. ને તે ઓરડામાં કૃષ્ણની એક છબી છે. તે બંને મંગાવી આપો. મારે પૂજા કરવી છે.

માણસો દોડાવ્યા. છબી ને સળી આવ્યાં. ભુરાભાઈએ તો કંઈ કંઇ ઢોંગ કર્યાં. છબીને ૧૦૮ વાર નમસ્કાર કર્યા. તેટલીજ પ્રદક્ષિણા કરી. પછી કહ્યું: આ ધુપસળી સળગાવવા દેવતા આપો.

સિપાઇઓ તો તે શું કરે છે તે જોઇજ રહ્યા હતા. મનમાં હસતા હતા, કે ચકરમ છે કે શું ? પણ દેવતા આણી આપ્યો.

પણ જ્યાં સળી સળગી ને ભપ દઇને ધૂમાડો નીકળ્યો, કે બધા ચમક્યા. એટલામાં તો ત્યાં ઉંદર કૂદ્યો. તરત ભુરીયાભાઇએ હુકમ કર્યો: સિપાઇડા પર હુમલો કંર. આવડા મોટા ઉંદરને કુદતો ને ફાળ મારતો જોઈ સિપાઇઓ નાઠા. ભુરીયાભાઇએ બીજી વાર દેવતા ચાંપી બિલ્લીબાઇને ને ત્રીજી વાર ચાંપી કાચબાને બોલાવ્યાં. ત્રણે આવી કૂદાકૂદ કરવા લાગ્યા. હોહા થઇ રહી. બધા કેદખાનામાંથી નાઠા. ભુરાભાઇ ને તેના ત્રણ દોસ્ત-દારો પાછળ પડયા. આખા ગામમાં ખળભળાટ થઇ ગયો. કોઇને ઉંદર કરડયો. કોઇને બિલાડી

કરડી. કોઇને કાચબો કરડયો. બધું સરઘસ દોડતું દોડતું રાજમહેલે દોડયું. નાસો રે ભાઇ નાસો. રાખ્ખસો આવે છે. કાચબાઓ આવે છે. ઉંદરડાઓ ઉલટયાં છે. બિલાડાંઓ દોડે છે.

રાજાએ પૂછયું: પણ છે શું ?

માંડ માંડ કોઇએ સમજાવ્યું કે પેલા ફાંસીવાળા કેદીનાં કારસ્તાન. તેની પાસે જાદુ છે.

રાજા તલ્વાર લઇ બહાર નીકળ્યો. પણ થોડે ગયો એટલે પેલો કુદતો ઉંદર દીઠો. તે પણ ગભરાઇને નાઠો. મહેલના બારણાં દઈ દીધાં.

(૧૭)

એટલે રાજકુંવરીને ખબર પડી. તે તો બધું સમજી ગઇ. બારીએ નીકળી. કાચબો કુદતો આવતો હતો. કુંવરીએ બુમ પાડી કહ્યું: કાચબા ભાઇ, સબુર !

કાચબો ઓળખતો હતો; તે અટકી ગયો. ભુરીયાભાઇ પણ આવી લાગ્યા. કુંવરીએ તેને કહી ઉંદરને અને બિલાડીને શાંત કરાવ્યા. અને પોતાની

મા–રાણીને બધી વાત કરી. ભુરીઆભાઈના જાદુની, સમડીવાળા હારની, સોગઠાંબાજીની ને બધી વાત કરી. પછી રાજારાણી બધું સમજી ગયાં.

કુંવરીને ભુરીયાજી સાથે પરણાવી. અડધું રાજપાટ આપ્યું.

પછી સૌએ ખાધું પીધું ને મોજ કરી.

પણ પેલી ધૂપસળીને જીવતાં સુધી ભુરીયાભાઈએ બરાબર સાચવી રાખી. કેવી રૂડી એ ધૂપસળી !

આંબે આવશે કાલ
વાર્તા કહીશું કાલ.